શ્રીવીતરાગાય નમઃ

# જૈન નિયમ પોથી



આ પુસ્તક
મુ શીતલપ્રસાદ લખનઉ નિવાસી
ારા સમગ્ર જૈન કોમના હિતાર્થે
સંગ્રહ કરાવી
શેઠ માણેકચંદ હીરાચંદ જે. પી.
નાં પુત્રી મગનબાઇએ
દી ભાષામાં છપાવેલું, તેનું ગુજરાતીમાં
ભાષાંતર કરી મગનબાઇએ
રતમાં-અપક્ષપાત પ્રિંટિંગ પ્રેસમાં
છપાવી પ્રસિદ્ધ કર્યું.



વીર સંવત. ૨૪૩૫ પ્રત. ૧૦૦૦



કિંમત રૂ. ૦-૦-૬

श्रीवीतरागाय नमः

# જૈન નિયમ પોથી



આ પુસ્તક

બાબુ શીતલપ્રસાદ લખનઉ નિવાસીદ્વારા

સમગ્ર જૈન કોમના હિતાર્થે

સંગ્રહ કરાવી

શેઠ માણેકચંદ હીરાચંદ જે. પી.

નાં પુત્રી મગનબાઇએ

હિંદી ભાષામાં છપાવેલું, તેનું ગુજરાતીમાં

ભાષાંતર કરી મગનબાઇએ

સુરતમાં–અપક્ષપાત પ્રિંટિંગ પ્રેસમાં

છપાવી પ્રસિદ્ધ કર્યું.



વીર સંવત. ૨૪૩૫ પ્રત. ૧૦૦૦



કિંમત રૂ. ૦–૦–૬

# પ્રસ્તાવના.



જૈન ધર્મના આચરણની શુદ્ધતાને માટે જે જે નિયમો શાસ્ત્રમાં કહેવામાં આવેલા છે તે ઊપર આજકાલ આપણા બાઇબ્હેનોનું લક્ષ હોય એમ જણાતું નથી જે પાંચ અણુવ્રતો સ્થૂલપણે ધારણ કરવાને [illegible]ીને માટે આજ્ઞા છે તે બાબત તરફ ઘણાજ ઓછા જૈનોનું લક્ષ છે અને આજ કારણથી જૈન કોમમાં નિંદવા યોગ્ય આચરણો વધતાં જાય છે.

જો કે આપણા હજારો બાઇઓ શાસ્ત્રો વાંચે છે અને સાંભળે છે. તેમજ આચરણના નિયમો જાણે છે, પરંતુ તે પ્રમાણે વર્તન કરવનું સાહસ બીલકુલ કરતા નથી. ઘણા લોકો નિયમ લેતાં ગભરાય છે. એ ઘણી મોટી ભૂલ છે.—જેમ કિનારો બાંધ્યા વગરના એટલે પાળ વગરના તળાવનું પાણી સ્થિર રહી શકતું નથી,

તેમ નિયમ વગર ચિત્ત સ્થિરતાને પામતું નથી. અને ચિત્તની સ્થિરતા વગર આચારની શુદ્ધતા થઈ શકતી નથી.

બાળક, યુવાન અને વૃદ્ધ, સર્વેએ નિયમ ધારણ કરવાની જરૂર છે એમ સમજી આ, નાના પુસ્તકમાં ઘણા મોટા મોટા નિયમો એકઠા કર્યા છે, જે આપણા વિચારવાન જૈન બંધુઓ અને બ્હેનો સહેલાઇથી ધારણ કરી શકશે અને આ પુસ્તક પોતાની પાસે રાખી મુકવાથી કદી ભૂલ થશે નહી, કેમકે ઘણા ભાઇઓ લખવાની આળશને લીધે ભૂલી જવાની બીકથી નિયમ ધારણ કરતા નથી.

આ પુસ્તકમાં એકેક વિષયના નિયમનો એકેક પાઠ રાખ્યો છે. જો કદાચ કોઇ પાઠમાં લખેલા બધા નિયમો ધારણ કરી ન શકે તો, તેણે જે જે નિયમ ધારણ કરવાના હોય તે ઉપર ચિન્હ (નિશાની) કરી તે નીચે પોતાના હસ્તાક્ષરથી મીતી (નિયમ લીધાની તિથિ) લખવી. જો

તુરત ધારણ ન કરે તો જ્યારે નિયમ લે ત્યારે મીતી લખવી. આ પુસ્તક દરેક જૈન સ્ત્રી, તેમજ પુરૂષ પાસે રહેવું જોઇએ. ઉપદેશકો શાસ્ત્રના વકતાઓ તેમજ પરોપકારીઓ પ્રત્યે મારી નમ્ર વિનંતિ છે કે આપે આ પુસ્તકનો ઉપયોગ દરેકને સમજાવીને નિયમો લેવાનો પ્રચાર કે બોધ કરવો.

આ પુસ્તક મૂળ હિંદી ભાષામાં લખનઉ નિવાસી બાબુ શીતલપ્રસાદજીએ તૈયાર કરેલું તે ગુજરાતી જાણનાર જૈન બાઇ-બ્હેનોના ઉપયોગાર્થે ભાષાંતર કરવામાં આવ્યું છે: જેમાં કોઇ પણ પ્રકારની ભૂલચૂક રહી ગઇ હોય તો તેને માટે વિદ્વાનો ક્ષમા કરશે અને કૃપા કરી સૂચવશે તો ભાષાંતર કર્તા તે આભાર સાથે સ્વીકારશે.

મુંબાઇ } મગનબાઇ
તા. ૨૧-૧-૯ } ભાષાંતર કર્તા.

# નિયમ પહેલો.

## સમ્યક્ત પ્રતિજ્ઞા.



હું ૧ શ્રી અરહંત દેવ (જે સર્વજ્ઞ, વીતરાગ અને હિતોપદેશી એવા ત્રણ ગુણ સહિત છે); શ્રી નિર્ગ્રન્થ ગુરૂ (જે પરિગ્રહ રહિત અને જ્ઞાન ધ્યાન તપમાં લીન છે); ૩ શ્રી કેવલી ભગવાને કહેલો ધર્મ (જે સર્વ પ્રાણીઓ ઉપર દયા રૂપ તથા સ્વ સ્વરૂપ સુખમય છે); આ ત્રણેમાંજ હું શ્રદ્ધા કરૂં છું.—આ સિવાય કોઈ બીજા દેવ ગુરૂ કે ધર્મને સાચો સમજીશ નહીં:—એ બાબતની દૃઢ પ્રતિજ્ઞા થવા માટે નીચે લખ્યા પ્રમાણે કરીશ.

**क.**–એક **णमोकार** મંત્રની માળા રોજ ગણીશ, તેમાં માત્ર રોગાદિક થઇ આવે તોજ માત્ર છુટ માનીશ, તોપણ યથાશક્તિ જાપ કરીશ.

ख.–શ્રી જિન પ્રતિમાનાં રોજ દર્શન કરીશ. રોગાદિકના તેમ પરદેશમાં જિન મંદિરજી ન હોવાના કારણથી દર્શન ન બની શકે તો પૂર્વ તથા ઉત્તર તરફ મ્હોં કરીને પરોક્ષ રીતે (મનમાં પ્રતિમાજીનું સ્વરૂપ ધારણ કરીને) દર્શન કરીશ અને જેવી રીતે હું પ્રત્યક્ષ પ્રતિમાજી સન્મુખ સ્તુતિ કરૂં છું તેજ પ્રમાણે સ્તુતિ કરીશ. જો બેહોશ કે અશક્ત હોઉં તો માફ સમજીશ.

ग.–[૧]શાસ્ત્ર સ્વાધ્યાય રોજ કરીશ અથવા સાંભળીશ. રોગ, સૂતક, પાતક અને પરદેશગમનમાં ન બની શકે તેની છુટ માનીશ.

મિતિ
તા. } સહી. નિયમકર્તા.

---

૧. શાસ્ત્ર પુરૂં જાણવું તથા સાંભળવું જોઇએ, જેથી ધર્મનો લાભ થશે. જો કદી કોઇ દિવસ જરૂરી કામ હોયતો એક લીટી પણ વાંચવી કે સાંભળવી.

# નિયમ બીજો.

## પહેલું સ્થુલ અહિંસા અણુવ્રત.



૧.—હું સંકલ્પ કરૂં છું કે ત્રસ જીવોની હિંસા કરીશ નહીં. આરંભ પરિગ્રહમાં થાય તો છુટ.

૨.—હું માંસનો ટુકડો ખાઇશ નહી.

૩.—ચામડાંનાં વાસણમાં રાખેલું ઘી તેલ ખાઇશ નહીં.

૪.—હું દારૂ પીશ નહીં કેમકે એને તૈયાર કરવામાં અનેક ત્રસ જીવોનો ઘાત થાય છે અને એ ચિત્તને અજ્ઞાની (ભ્રમિત) બનાવે છે.

૫.—હું અફીણ, ગાંજો, ભાંગ અને ચરસ ખાઇશ નહીં. કારણકે એથી આત્માનો સ્વભાવ બગડે છે; પણ ઔષધિ માટે છુટ.

૬.—હું તમાકુ કે બીડી પીશ નહીં કેમકે તેથી કલેજું બળે છે.

૭.-હું મધ ખાઇશ નહી કેમકે એ તૈયાર થતાં અસંખ્યાત ચૌઈંદ્રિ મધમાખાઓનો ઘાત થાય છે.

૮.-હું પશુ, પક્ષી, માછલી વગેરે જીવોનો શિકાર કરીશ નહીં.

મિતી
તા૦ } સહી. નિયમકર્તા.

## નિયમ ત્રીજો.

### બીજું સ્થુલ સત્ય અણુવ્રત.



૧.-હું મારા કે બીજાના વિષય કષાયોની પુષ્ટિ. તેમજ તેને માટે ધનાદિ પ્રાપ્તિના કારણે જુઠું બોલીશ નહિ, વ્યાપારમાં વસ્તુનું મુલ્ય ગારી ઇચ્છા મુજબ માંગીશ, પરંતુ જો કોઇ ખરી તીના કિંમત પૂછશે તો સત્ય કહીશ.

મિતિ.
તા. } સહી. નિયમકર્તા.

# નિયમ ચોથો.

## ત્રીજો સ્થુલ અચૌર્ય્ય અણુવ્રત.

—※—

૧.–હું એવી ચોરી કરીશ કે કરાવીશ નહિં કે જેથી મને રાજા કે પંચ દંડ કરી શકે.

૨.–જે માલ ચોરીનો છે એમ મારા જાણવામાં હશે તે ખરીદ કરીશ નહિ.

૩.–હું રાજનું મહેસુલ, રેલની ટિકીટની કિંમત, માલનું ભાડું વગેરે છુપાવીશ નહીં.

૪.–હું લેવડદેવડમાં તોલના કાટલાં, માપ વગેરે એકસરખાં બરોબર રાખીશ.

૫.–હું ખરામાં ખોટી કે ઓછી વધારે કિંમતની વસ્તુ મિશ્રણ કરી સાચી કે ઉત્તમ કહી વેચીશ નહીં,

મિતિ
તા. } સહી. નિયમ કર્તા

# નિયમ પાંચમો

## સ્થુલ સ્વદારા સંતોષ બ્રહ્મચર્ય વ્રત.



આ વ્રત પુરૂષે સ્ત્રીના સંબંધમાં અ સ્ત્રીએ પુરૂષના સંબંધમાં લેવું ઉચિત છે. )

૧-હું મારો પોતાની સ્ત્રી અથવા (પતિ સિવાય અન્ય કોઇ પારકી સ્ત્રી કે વેશ્યા સ મૈથુન સેવન કરીશ નહીં,

૨.-હું મારી સ્ત્રી (અથવા પતિ)ની સાથે મહીનામાં(       )દીવસ કામ સેવન કરીશ. અષ્ટ ચતુર્દશીના દીવસે કામ સેવન કરીશ નહિ.

૩-કામ સેવનનું જે અંગ છે તે શિવ અન્ય કોઇપણ [૧]અંગથી કામ સેવન કરીશ ન

---

૧ પુરૂષનું વિશાખ સ્થાન અને સ્ત્રીનું યો સ્થાન એને છોડીને અન્ય અંગથી કામ સેવન મનાઇ છે.

૪.–હું ( ) વર્ષ સુધી જ્યાં લગી વિદ્યા અભ્યાસ કરૂં ત્યાં સુધી પૂરેપૂરૂં બ્રહ્મચર્ય પાળીશ, મતલબ કે કોઇપણ પ્રકારે મારૂં વીર્ય નષ્ટ કરીશ નહિ, કારણકે બ્રહ્મચારીને વિદ્યાની પ્રાપ્તિ સહેલથી થાય છે.

૫.–હું ( ) વર્ષ સુધી લગ્ન નહિ કરૂં કેમકે [1]બાળલગ્ન બહુ હાનિકારક થાય છે.

૬.–હું ( ) વર્ષની ઉમ્મર થયા પછી પણ મારી સ્ત્રીના મરણ થયા છતાં બીજી સ્ત્રી કરીશ નહિ.

૭.–હું વેશ્યાનું નૃત્ય (નાચ) કરાવીશ નહિ તેમજ જોઇશ નહિં.

મિતિ
તા. } સહી. નિયમકર્તા.

---

૧. ૧૬ વર્ષથી ઓછી ઉમ્મરના છોકરો તથા ૧૨ વરસથી ઓછી ઉમ્મરની છોકરીનાં લગ્ન બાળ લગ્નમાં ગણાય છે.

# નિયમ છઠ્ઠો.

## પાંચમુ સ્થુલ પરિગ્રહ પરિમાણવ્રત



૧.-ક્ષેત્ર-ખુલ્લી તથા ખેતીને લાયક જમીન આટલાં ( ) વીંઘાં રાખું છું.

૧ -વાસ્તુ-હું ઘર, કોઠી, બાગ, કારખાના વખાર વગેરે આટલા( )રાખું છું. એથી વધારે બનાવીશ નહિ. તથા ભાડે રાખી શકીશ.

૩.-હિરણ્ય-હું ચાંદી આટલા ( )વજનની તથા રૂપીયા પૈસા આદિ ધન આટલા ( )પ્રમાણમાં રાખું છું. એથી વધારે પૈસો મેળવું તો તે ધર્મ કાર્યમાં ખર્ચ કરીશ.

૪.-સુવર્ણ-હું સોનું આટલા ( ) તોલા અને ઘરેણાં ગાઠાં આટલાં ( ) રાખું છું.

૫.-ધન-હું દુધ દેવાવાળી ગાય, ભેંસાદિ પશુ આટલા ( ) રાખું છું તથા ઘોડા, બળદ વગેરે વાહન આટલા ( ) રાખું છું.

૬.-ધાન્ય-હું આટલા[1]( ) જાતનું ધાન્ય રાખું છું તથા મારા ભોજન ખર્ચને માટે આટલા ( ) માસથી અધિક સંગ્રહ કરીશ નહિ.

૭.-દાસી-હું આટલી ( ) દાસીઓથી વધારે કામકાજ માટે રાખીશ નહિ.

૮.-દાસ-હું આટલા દાસથી વધારે રાખીશ નહિ.

૯.-કુપ્ય-હું સુતર વગેરે જાતનાં વસ્ત્રા આટલી ( ) જોડથી વધારે મારી પાસે રાખીશ નહીં.

૧૦.-ભાંડ-હું સર્વ ધાતુ અથવા આટલી ( ) ધાતુઓના વાસણ તોલમાં આટલા ( ) મણ અને ગણત્રીમાં આટલા ( ) રાખું છું. આથી વધારે કદી કામમાં લઇશ નહિ.

મિતિ
તા. } સહી. નિયમ કર્તા.

---

૧ એક મહિનાના ખર્ચથી વધારે અનાજ ઘરમાં રાખવું ઠીક નહીં કારણ કિલ્લાં વગેરે પડી જાય તે ખાવું પડે

# નિયમ સાતમો.

## છઠું સ્થૂલ દિગ્પરિમાણ વ્રત.



૧.—હું ચારે દિશાઓમાં દરેકમાં આટલા આટલા (      ) મૈલ સુધી તથા ચારે વિદિશાઓમાં દરેક દરેકમાં આટલા આટલા (      ) મૈલ સુધી તથા ઉપર આટલા (      ) દુર અથવા નીચે આટલા (      ) માઇલ જઇશ—ધર્મ કાર્ય માટે બધી જગ્યાએ જઇશ, પરંતુ હું પત્ર વ્યવહાર તથા ચીજ વસ્તુ મંગાવવી તથા આદમી મોકલવો વગેરે કાર્ય કરી શકું છું.

મિતિ }
તા. } સહી. નિયમ કર્તા.

# નિયમ આઠમો.

## સાતમું સ્થૂળ દિશાપરિમાણ વ્રત.



ઉપરના દિગ્વ્રતમાં જે પરિમાણ કહ્યું છે તેમાં દરરોજનું દશ દીશાઓમાં જવાનું પ્રમાણ આટલા (      ) રોજને માટે પ્રતિદિન આટલા (      ) મૈલ રાખું છું.

મિતિ
તા.                                        સહી. નિયમ કર્તા.

# નિયમ નવમો.

## આઠમું સ્થૂલ અનર્થદંડવ્રત.



૧—હું જુગાર (દ્યુત) રૂપીઆ પૈસા વગેરેથી રમીશ નહિં.

૨–હું કામ સિવાય જમીન ખોદીશ નહિં, કામ સિવાય પાણી કઢાવીશ નહિં, કામ સિવાય દેવતા સળગાવીશ નહિં અને હવા લઇશ નહિં.

૩–હું બીજાને ખોટે માર્ગે જવાને ઉપદેશ કરીશ નહિં.

૪–હું ઝેર વગેરે ખાઇને કે બીજી રીતે આપઘાત કરીશ નહિં અથવા આવી વસ્તુઓ બીજાને આપીશ નહિં.

૫–હું–દીવસના ચોવીસ કલાકનો નિયમ કરીશ અને પ્રયોજન વગરની સ્ત્રી, રાજા, ચોર અને ભોજનકથાઓમાં મન નહીં ઘાલવાનો ખ્યાલ રાખીશ અને કારણસર હોય તો છુટ.

હું કોઇના મરણનો શોક સુતકના દિવસથી વધારે પાળીશ નહિં.

મિતિ
તા. } સહી નિયમકર્તા.

# નિયમ દશમો.

## નવમું સ્થૂલ સામયિક વ્રત.



૧–સવારે બપોરે અને સાંજે એ ત્રણ વખતમાં કોઇપણ એક વખતે ઓછામાં ઓછા ૪૮ મિનિટ અથવા બે ઘડી અથવા આટલી ( ) મિનીટ સામયિક કરીશ–કદી રોગના કારણથી ન થાય તો છુટ છે.

મિતિ
તા. } સહી. નિયમકર્તા.

# નિયમ અગીઆરમો.

## દશમું સ્થૂલ પ્રૌષધોપવાસ વ્રત.



૧–હું મારી શક્તિ પ્રમાણે દરેક આઠમ ચૌદસે એક ઉપવાસ તથા એકાસણું અથવા એકાસણુંને એકવાર જલ પીવું એવી રીતે કરીશ અને જો હું નોકર નહી હાઉં તો તે દીવસ ધર્મ ધ્યાનમાં ગાળીશ.

મિતિ
તા. } સહી. નિયમકર્તા.

# નિયમ બારમો.

## અગીઆરમું સ્થૂળ ભોગોપભોગ પરિમાણુ વ્રત.

### હું રોજ ૧૭ નિયમો પાળીશ.

| નામ. | કેટલા વખત. | માપ તોલનું પરિમાણ. | કેટલી સંખ્યા. |
|---|---|---|---|
| ૧ ભોજન | | | |
| ૨ ષટરસ-દૂધ, દહીં, તેલ, ઘી, ગલ્યું, ખારૂ. | | | |
| ૩ પીવાની વસ્તુઓ. | | | |
| ૪ કંકુ વગેરે વિલેપન, સુગંધી આદી તેલાદી પદાર્થો | | | |

| નામ. | કેટલી વખત. | માપ તોલાનું પરિમાણ. | કેટલી સંખ્યા. |
|---|---|---|---|
| ૫ સુંઘવાનાં ફુલો. | | | |
| ૬ પાન સોપારી વગેરે મુખ વાસ | | | |
| ૭ ગાયન-સંસારી નાટકાદિ | | | |
| ૮ નાચ-સંસારી નૃત્ય. | | | |
| ૯ બ્રહ્મચર્ય-કામ સેવન. | | | |
| ૧૦ સ્નાન-ન્હાવું. | | | |
| ૧૧ વસ્ત્ર-કપડાં લત્તાં. | | | |
| ૧૨ ભૂષણ-ઘરેણાં | | | |
| ૧૩ વાહન-હાથી ઘોડા, બળદ, વગેરે. | | | |
| ૧૪ શયન-પથારી વગેરે, | | | |

| નામ. | કેટલી વખત. | માપ તોલાનું પરિમાણ. | કેટલી સંખ્યા. |
| --- | --- | --- | --- |
| ૧૫ આસન-પાટ, ખુરસી વગેરે. | | | |
| ૧૬ સચિત-નીચે આપેલા પત્રકમાંથી પ્રમાણ કરી લેવું. | | | |
| ૧૭ અન્ય વસ્તુ * | | | |

* ટીપ—૧૭મા નિયમમાં મને સંદેહ છે. કોઇ કોઇ દિશાઓમાં ફરવાનું પ્રમાણ કહે છે, પરંતુ તેનો સમાવેશ દેશવ્રતમાં આવી જાય છે.—

# શાકભાજીઓનાં નામ.

(જે શાક રાખવાનું હોય તેના ઉપર પેન્સીલનું નિશાન કરો.)

## ફળ.

| | | |
|---|---|---|
| ૧ કેરી | ૯ દ્રાક્ષ | ૧૮ બોર |
| ૨ ખરબુચું | ૧૦ સીતાફળ | ૧૯ ફાલસાં |
| ૩ મીઠું લીંબુ (મોસબી) | ૧૧ ચીકોતરૂં (પપનસ) | ૨૦ રાયણાં |
| | ૧૨ રામફળ | ૨૧ ગુંદાં |
| ૪ કેળાં | ૧૩ નાળીએર | ૨૨ ખજૂર લીલું |
| ૫ જમરૂખ | ૧૪ અનનસ | ૨૩ જાંબુ |
| ૬ નારંગી | ૧૫ કમરખ | ૨૪ ફરેંદા |
| ૭ સફરજન | ૧૬ શેરડી | ૨૫ ફુટ |
| ૮ દાડમ | ૧૭ પપૈયું | ૨૬ શીંગોડાં |

| ફળ. | શાક વીગેરે | |
|---|---|---|
| ૨૭ કમળકાકડી | ૩૯ લાંલાંમગફલા | ૧૧ વાલાણ |
| ૨૮ તડબુચ (કાલીંગડુ) | ૪૦ લીલાં સોપારી | ૧૨ લીલાચણા |
| ૨૯ ગુલાબજાંમન | ૧ કાકડી | ૧૩ ભીંડા |
| ૩૦ સફેદ જાંબુ | ૨ ગીભડાં | ૧૪ કારેલાં |
| ૩૧ લીલી બદામ | ૩ તુરીયાં | ૧૫ લીલાં મરચાં |
| ૩૨ ચિકુ | ૪ પરવલ | ૧૬ આંબળાં |
| ૩૩ ફણસી | ૫ દુધી | ૧૭ લીલી આમલી |
| ૩૪ વિલાયતી સફરજન | ૬ કોળું | ૧૮ બીજોરૂં |
| ૩૫ ફણસ (ચાંપાં) | ૭ વટાણા | ૧૯ વિલાયતી આમળા |
| ૩૬ શેતુર | ૮ ચોળા | ૨૦ ગુવરફળી |
| ૩૭ કોઠ | ૯ લીંબું | ૨૧ કંટોળા |
| ૩૮ બીલાં | ૧૦ મકાઇ | ૨૨ સરગવાની શીંગ |

## શાક વીગેરે

૨૩ ડાભાની ભાજી
૨૪ કોઠીમડાં
૨૫ મોગરી
૨૬ ટિંડોડા
૨૭ તુવેરફળી
૨૮ મેથીની ભાજી
૨૯ કોથમીરની ભાજી
૩૦ તાંદળજાની ભાજી
૩૧ અળુનાં પાંતરાં
૩૨ નાગરવેલનાં પાન
૩૩ બાજરીનો પોંક
૩૪ જુવારનો ,,
૩૫ ઘઉંનો પોંક
૩૬ લીંમડાનું દાતણ
૩૭ બાવળનું ,,
૩૮ કાળાં મરી (લીલાં)
૩૯ ચોળાની ભાજી
૪૦ ગુલાબનું ફુલ
૪૧ સફેદ કોળુ
૪૨ કરમદાં
૪૩ શેકટાની શીંગ
૪૪ ફુદનાની ભાજી
૪૫ મોઇનાં પાંતરાં
૪૬ મોગરા
૪૭ ચેલની ભાજી
૪૮ ત્રણધારી
૪૯ સાંગરી
૫૦ કોહોળું
૫૧ પાલકની ભાજી
૫૨ કુલફાની ભાજી
૫૩ ગલકાં
૫૪ ખાખરનાં પાન
૫૫ આસુવાની
૫૬ કુબી
૫૭ મીઠો લીંબડો
૫૮ આલકોલ

૨–હું રાત્રે ખાદ્ય (જેથી પેટ ભરાય), સ્વાદ્ય (પાન ઇલાયચી વગેરે સ્વાદની વસ્તુ), લેપ (ચાટવાની ચીજો). પેય (પીવાની વસ્તુઓ), એ ચારે વસ્તુઓ અગર તેમાંની આટલી (       ) નો ત્યાગ કરૂં છું.

૩–નીચે લખેલા અભક્ષ્યનો ત્યાગ કરૂં છું.

૧–પાણી ગાળીને વાપરીશ.

૨–વિદળ અર્થાત દાળીમાં કઠોળ મેવો વગેરે મેળવી ખાઇશ નહિં.

૩–રાતવાસી શાક, અથાણું. પુરી, ભાત દાળ આદી ખાઇશ નહિં.

૪–હું વડફળ, પાકરફળ, પીપળાનું ફળ, ઉંમરડાં, કુઠુંબર એ રીતે પાંચ ઉદમ્બર ફળ ખાઇશ નહિં.

૫–આઠ પહોરની અંદરની બનેલી મીઠાઇ કે પકવાન્ન ખાઇશ.

૬–બટાકા, સુરણ, રતાળુ. સકરીઆં, આદુ વગેરે કંદમૂળ ખાઇશ નહિં.

૭–હું કુમળું ફલ કે અજાણ્યું ફલ ખાઇશ નહિ

૮–હું જે વસ્તુ કે શાકભાજીનો સ્વાદ ફેર થઇ જશે, તે ખાઇશ નહિ.

મિતિ
તા. } સહી, નિયમકર્તા.

# નિયમ તેરમો.

## ૧૨ મું અતિથિસંવિભાગ વ્રત.



૧—હું સવારે મારી રસોઇમાંથી નીચે લખેલા પૈકી કોઇને જમાડીને ભોજન કરીશ. જો કદી કોઇ નહી મળે તો એક માણસ જેટલું અન્ન જુદું કાઢી પછી તે કોઇને આપીશ.

મુનિ, ક્ષુલ્લક, બ્રહ્મચારી, અર્જીકા, વ્રતિ શ્રાવક, ગરીબ જૈન (ધર્મની શ્રદ્ધાવાળો), અનાથ સ્ત્રી, અનાથ વૃદ્ધ માણસ, અનાથ બાલક, આંધળો તથા બીજો અસમર્થ માણસ.

૨—હું દાન કરવાના હેતુથી ૧ ગલ્લો (પેટી) રાખીશ, જેમાં હું રોજ કંઇને કંઇ નાંખતો રહીશ અને વર્ષ આખરે તે વિદ્યાદાનમાં ખર્ચ કરીશ.

મિતિ
તા. } સહી. નિયમકર્તા.

# સુચના.



ઉપર જે નિયમ બતાવ્યા છે તે હાલના સમયમાં જૈન ભાઇઓની પ્રવૃતિ નિયમ ધારવા તરફ ખેંચાય એટલાજ કારણથી છે. દર્શન પ્રતિમા કે વ્રત પ્રતિમાના ખ્યાલથી નહિ—

તથાપિ ઉપર જણાવ્યા મુજબના નિયમ ધારીઓને નીયમોની મજબુતી માટે પાંચ અણુવ્રતોની પચીસ ભાવનાઓ અને પચીસ અતિચાર જરૂર જાણવા જોઇએ, તથા એને ખ્યાલમાં રાખી પોતાની શક્તિ પ્રમાણે દોષથી બચવું જોઇએ. —પતિમાધારી સર્વે દોષ બચાવે છે.

## ૨૫ ભાવનાઓ

૧–અહિંસાની પાંચ–૧. વચન મારા કાબુમાં રહે. ૨ મન મારા આધિનમાં

રહે, ૩ જમીન જોઇને ચાલું. ૪ બીજી વસ્તુ જોઇને લઉં તથા મુકું. ૫ ભોજન તથા પીવાની વસ્તુ જોઇને વાપરૂં.

૨–સત્યની પાંચ–૧ ક્રોધ ન થવા દઉં ૨ લોભ (હદની બહાર લાલચ) ન થવા દઉં ૩ ભય ન રાખું ૪ હાસ્યથી બચતો રહું ૫ મારૂં વચન જીનવાણી અનુસાર બોલતો રહું

૩–અચૌર્યની પાંચ–સૂનાં (પ્રાણી) અગર વસ્તુ રહિત ઘરમાં જઇ બેસું ૨ વસ્તિ વગરના સ્થાનમાં જઇને બેસું ૩ જ્યાં કોઇ રોકે ત્યાં ન બેસું, ૪ ભોજન કરવામાં અશુદ્ધતા ને છુપાવું નહી, ૫ સાધર્મી ભાઇઓની સાથે લડાઇ ટંટો ન કરૂં.

૪–સ્વદારા સંતોષની પાંચ–સ્ત્રીઓમાં મોહ થાય એવી કથા નહીં વાંચું તથા નહી સાંભળું, ૨ સ્ત્રીઓનાં સુંદર અંગોને નીરખીશ નહીં, ૩ પ્રથમ એક વાર ભોગવેલા ભોગોને મન માં વિચારીશ નહીં .૪ કામોત્તેજક પદાર્થ

ખાઇશ નહીં, ૫ હું મારા શરીરના શણુ-
ગાર સજીશ નહી. (એવી રીતે કે જેને
જોઇને બીજાના મનમાં વિકાર ન થાય.)

૫–પરિગ્રહ પ્રમાણની પાંચ–૧ કાન, ૨ આંખ
૩ નાક, ૪ મોં ૫ સ્પર્શ એ વિષયોરૂપ
સારી કે બુરી જે વસ્તુઓ મળે તેમાં રાગ
દ્વેશ નહિ કરૂં.

## ૨૫ અતિચાર

૧–અહીંસાના પાંચ–૧ નેતર, ચાબુક, સોટીથી
મારવું ૨ દોરી વગેરેથી બાંધવું, ૩ આં
ખ નાક કાન મોં વગેરેનું છેદન કરવું, ૪
હદથી વધારે બોજો લાદવો, ૫ પોતાના
તાબાના લોકોને ભોજન બરોબર માપથી
અને નિયમીત વખતે ન આપવું.

૨–સત્યના પાંચ–૧ મિથ્યા એટલે ખોટે માર્ગે
દોરાય એવો ઉપદેશ કરવો ૨ સ્ત્રી પુરૂષે
(પતિપત્ની) એ એકાંતમાં કરેલી ચેષ્ટા
ગુપ્ત રીતે જાણી લઇ ખુલ્લી કરવી, ૩

ઠગવાને માટે જૂઠી સાક્ષી પૂરવી કે જૂઠે
લેખ બનાવવો, ૪ કોઇની અનામત રકમ
ભૂલચુકથી ઓછી અપાઇ હોય તો તેને
કહેવુકે તમારી આટલી રકમ છે તે લઇ
જાઓ. એમ છુપાવીને જુઠું બોલવું,
૫ બીજાની એકાંતની વાત તેના ચ
હેરા ઉપરથી જાણી લઈ જાહેર કરવી.

૩–અચોર્યનાં પાંચ–૧ બીજાને ચોરી કરવાના
ઉપાય બતાવવા, અથવા તેની પ્રેરણા કર
વી તથા બીજાના કહેવાથી ચોરી કરવી ૨
ચોરેલી વસ્તુ થોડી કિંમને ખરીદવી તથા
વધારે કિંમતની વસ્તુ ઓછી કિંમને વેચી
દેવી ૩ રજાની આજ્ઞા ઉથાપવી ૪ તોલ
વાના તથા માપવાનાં જોખમાપ કમી અ
ગર વધારે રાખવાં ૫ ખરા ખોટી વસ્તુ
ભેગી કરી ખરી કહીને વેચવી.

૪–સ્વદારા સંતોષના પાંચ–પોતાનાં પુત્ર પુત્રિ
સિવાયબીજાના વિવાહ કરવા. વ્યભિચારિણી

સ્ત્રીઓ સાથે વાતચીત કરવી, ૩ વેશ્યા વગેરેને ત્યાં જવું તથા વાતચીત કરવી, ૪ કામ સેવનના કુદરતી અંગ સિવાય બીજા અંગથી ક્રીડા કરવી, ૫ કામસેવનનો તિવ્ર ભાવ રાખવો.

૫-પરીગ્રહપ્રમાણ વ્રતનાં પાંચ-દશ પ્રકારના પરિગ્રહનું પ્રમાણ કર્યું હોય તેનાથી વધારે લાલચ વગેરેથી વધારે લેવું.



# "દિગમ્બર જૈન"

## ટુંક વખતમાં અતિ લોકપ્રિય થઇ બહોળો ફેલાવો પામેલું

અઠવાડીક તથા પાક્ષિક પત્રોની ગરજ સારનારૂં, ધાર્મિક, વ્યવહારી, ઐતિહાસિક વિષયો, તત્વદર્શક વાર્તાઓ તથા જાણવા યોગ્ય ખબરોથી ભરપુર, દિગંબર જૈનોમાં ગુજરાતી ભાષાનું માત્ર એકજ માસિક પત્ર. વાર્ષિક લવાજમ રૂ. ૧-૪-૦ અગાઉથીજ, પોસ્ટેજ સાથે.

અધિપતિ અને મેનેજર

શા. મુળચંદ કસનદાસ કાપડીઆ

ચંદાવાડી-સુરત.

# સ્ત્રી ઉપયોગી પુસ્ત




રૂ. ।

શ્રાવક વનિતા બોધિની......૦

છઢાળા (અર્થ સહિત)..........[illegible]

જૈન નિયમ પોથી (હિંદી, મરાઠી,
ગુજરાતી ૦—૭—

જૈન સ્ત્રી શિક્ષા ભાગ ૧લો......૦—૨—

„ „ „ ૨જો......૦—૩—

મળવાનું ઠેકાણું: —

માણેકચંદ પાનાચંદ

ચોપાટી—મુંબાઇ.